જય શ્રી કૃષ્ણ:

શ્રીમદ્દ્વાચાર્યે ચરણકમલભ્યો નમ:

# પુષ્ટિમાર્ગમાં પવિત્રા બારસનુ મહત્વ

શ્રાવણસ્યમલે પક્ષે એકાદશ્યાં મહાનિશિ,

સાક્ષાત્ ભગવતા પ્રોકતં, તદ્દેક્ષરશ: ઉચ્ચતે |

સર્વે ભગવદીયજનોને મારા સદૈવ ભગવદ્ સ્મરણ. આજે આપણો ચર્ચાનો વિષય છે " પુષ્ટિમાર્ગમાં પવિત્રા બારસનુ મહત્વ" . આ વિષય ઉપર મારા થોડા વિચારો રજૂ કરીશ.

પ્રથમ આપણે પવિત્રાનુ મહત્વ જોઈએ. હિન્દુ ધર્મમાં પવિત્રા પ્રભુને અર્પણ કરવાની પ્રણાલીકા અનાદિકાળથી ચાલે છે. સતયુગમાં પ્રભુને મણિમય પવિત્રા અર્પણ થતાં, ત્રેતાયુગમાં સુવર્ણના પવિત્રા અર્પણ કરવામાં આવતા, દ્વાપરયુગમાં પ્રભુને રેશમના પવિત્રા અર્પણ થતાં જયારે હાલમાં કલીયુગ ચાલે છે ત્યારે પ્રભુને ત્રણેય યુગના ભાવાત્મક સુતરના પવિત્રા અર્પણ કરવામાં આવે છે. આ સુતરની આંટીને ત્રિગણિત સુત્રથી ત્રણ ગણુ કરવામાં આવે છે. તેનો ભાવ એવો છે કે આ ત્રણેય યુગના પુર્ણપુરૂષોત્તમ આ કલીયુગ માં એક સુતરના તાતણે આપણી ભક્તિ અંગીકાર કરે છે.

પુષ્ટિમાર્ગમાં પવિત્રા બારસનુ એક વિશેષ મહત્ત્વ ધરાવે છે. તે સમજતાં પહેલાં આપણે થોડું પવિત્રાના રંગ બાબતની પણ જાણકારી મેળવી લઇએ. પવિત્રાના રંગ પીળો,કેશરી, લાલ કે ગુલાબી હોય છે. આ રંગો ભક્તોના અલગ અલગ ભાવથી ધરાવાય છે. તેમાં તામસ,રાજસ,સાત્વિક અને નિર્ગુણ ભક્તોના ભાવ પ્રમાણે હોય છે. પવિત્રા અર્પણ કરવા માટે શ્રી પુરૂષોત્તમજી એ સુંદર સમજાવ્યું છે કે દરેકે પોતાના વર્ણાશ્રમ પ્રમાણે પોતાના ઈષ્ટદેવને શ્રાવણ સુદ એકાદશીએ પવિત્રા અર્પણ કરવા જોઈએ. તેનાથી પ્રભુને વર્ષદિનની સેવા અંગીકાર થાય છે.

આપ સૌનેતો પ્રસંગ તો સ્મરણમાં હશે જ કે આ પ્રણાલીકાને ધ્યાનમાં રાખી શા માટે પવિત્રા એકાદસી અને દ્વાદશીનુ જ મહત્વ આપણા પુષ્ટિમાર્ગમાં છે? પુષ્ટિમાર્ગમાં વિષેશ મહત્વ વૈષ્ણવ સુષ્ટિમાં શ્રાવણ સુદ બારસ એટલે પવિત્રા બારસનું છે. સંવત ૧૫૪૯ શ્રાવણ સુદ અગિયારસ મધ્યરાત્રીએ શ્રી ગોકુળમાં શ્રી યમુનાજીનો ઠકુરાની ઘાટ શ્રી મહાપ્રભુજી ચિંતામગ્ન થયા કે આ કલીકાળમાં દોષયુક્ત જીવોને ઉધ્ધાર કઈ રીતે કરવો? ત્યારે નિર્દોષ પૂર્ણગુણ શ્રી કૃષ્ણ સાક્ષાત સ્વરૂપે પધાર્યા. શ્રી વલ્લભને આજ્ઞા કરી તમે કોઈ ચિંતા ન કરો,તમો આ ગધૅમંત્ર આપું છું તેના દ્વારા જીવને બ્રહ્મસંબંધ કરાવો અને જીવનૈ દોષોથી મુક્ત કરી મારી પ્રાપ્તિ કરાવો. શ્રી મહાપ્રભુજી અતિ પ્રસન્ન થઈ તેજ સમયે સ્વહસ્તે એક ૩૬૦ તારનું સૂતરનું પવિત્રુ અંગીકાર કરાવ્યું સાથે મિશ્રિ આરોગાવી મધુર કંઠે સ્તુતિ કરી તે મધુરાષ્ટકમ્. આ આત્મનિવેદન મંત્રનો અનેરો અનુભવ કરનાર એકમાત્ર ભક્ત દામોદરદાસ હરસાની હતાં.

આપણે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો માટે શ્રાવણ સુદ દ્વાદશીન મહત્વ શા માટે છે? તે આપણે શ્રી મહાપ્રભુજીના શબ્દોમાં જ જોઈએ તો શ્રાવણ સુદ એકાદશીની મધ્ય રાત્રીનો પ્રસંગ બાદ જ્યારે શ્રી મહાપ્રભુજી દામોદરદાસ હરસાનીજી ને કહે છે " દમલા આજે મારી સર્વે ચિંતા દુર થઇ જે જીવ અંગીકૃત છે તેને સેવામાર્ગનો ઉપદેશ દેનારા તો સ્વંય શ્રી પ્રભુ છે. આજે દ્વાદશી છે આકાશમાં સૂર્ય પણ ખીલેલો છે મંદ મંદ વાયુ વાય છે આ યમુનાજી માં ખીલેલા કમળો ને જોઈ ડાળીઓ દોલે છે પણ થડને વિશ્વાસ છે કે આ ધરતીમાતા મને છોડશે નહીં. તેમ દૈવીજીવો જે પ્રભુનો દૃઢ આશરો રાખશે તેને છોડશે નહીં. પરંતુ તેને બ્રહ્મસંબંધ લઈ પ્રભુને શરણાગત રહે. દમલા આજે દૈવી જીવોના ઉધ્ધારનો પ્રથમ દિવસ એટલે પ્રવિત્રા દ્વાદસી તરીકે પ્રસીધ્ધ રહેશે. દમલા આ માર્ગ તેરે લીએ પ્રસિદ્ધ કરેલો છે તેથી પહેલાં તને બ્રહ્મસંબંધ કરાવીશું. આ પવિત્રા દ્વાદસી પુષ્ટિ માર્ગમાં મહત્વ ધરાવે છે.જેમ શ્રી કૃષ્ણ જન્મ મથુરામાં કંસના

કારાગૃહમાં થયો પણ નંદમહોત્સવ તો બીજે દિવસે થયો. તેમ પવિત્રા એકાદશીએ શ્રી પ્રભુ પ્રગટ થયા તેનો અનુભવ શ્રી મહાપ્રભુજીને થયો પણ શાક્ષી થયા દામોદરદાસ હરસાનીજી. આ પુર્ણપુરષોતમ સાથે બ્રહ્મસંબંધ દ્વાદશીએ વૈષ્ણવને થયો તેથી પણ પવિત્રા દ્વાદશીનુ વિશેષ મહત્વ છે. આપણે સૌ તો એવા બડભાગી છીએ કે દામોદરદાસ હરસાનીજી કાનીથી આજેય પણ શ્રી મહાપ્રભુજીના પરીવાર દ્વારા બ્રહ્મસંબંધ કરીને દાસત્વ પ્રદાન કરી પુર્ણપુરષોતમ શ્રી કૃષ્ણની સેવાના અધિકારી બનાવે છે. આ પવિત્રા દ્વાદશી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો માટે સમર્પણનો અતિ મહત્વનો દિવસ કહીએ. આ દિવસે શ્રી વલ્લભને અને શ્રી વલ્લભ સ્વરૂપે વલ્લભકુળ પરીવારને પવિત્રા ધરાવી શરણાગતિ સાથે પ્રભુને આપણા હ્રદયમાં પધરાવીએ.

જેમ સમગ્ર હિન્દુ ધર્મને વેદ અઢાર પુરાણ શ્રીમદ્ ભગવદ્ ગીતા આપનાર ભગવાનનો જ્ઞાના અવતાર વેદ વ્યાસજીના પ્રાગટ્ય દિવસ અષાઢ સુદ પૂનમ ને ગુરૂ પુર્ણીમા કહેવાય તેમ આ પવિત્રા દ્વાદસી એ વૈષ્ણવો ની ગુરુ દ્વાદસી કહેવાય. પ્રભુ કૃપા કરે ત્યારે સમર્થ ગુરુ મળે અને ગુરુ કૃપા કરે તો પ્રભુ મળે એટલે ગુરૂભક્તિથી મહાત્મ્ય જ્ઞાન થાય અને મહાત્મ્ય જ્ઞાન થાય ત્યારે પ્રભુની ભક્તિ સાર્થક થાય. તો આપણને આ દ્વાદશીએ સમર્થ ગુરૂ દ્વારા પ્રભુનું મહાત્મય બ્રહ્મસંબંધ કરાવીને કરાવેલ છે તેથી પણ આ પવિત્રા દ્વાદશી પુષ્ટિમાર્ગમાં વિશેષ મહત્વ ધરાવે છે

જે આ બ્રહ્મસંબંધ મંત્રના પ્રથમ અધિકારી થયા. બીજે દિવસે સવારે શ્રી મહાપ્રભુજીએ દામોદરદાસ હરસાનીજીને આત્મનિવેદની દીક્ષા આપી બ્રહ્મસંબંધ કરાવી સાક્ષાત ભગવાને આપેલા મંત્રનુ રહસ્ય સમજાવ્યું. આ દિવસ એટલે પુષ્ટિમાર્ગમાં પ્રવિત્રા બારસ તરીકે પ્રસિદ્ધ છે. આ દિવસે શ્રી મહાપ્રભુજી જે આચાર્ય પદે ગુરુ થઇ ભક્ત અને પ્રભુનો સંબંધ કરાવી ભક્તને દાસત્વ પ્રદાન કરીને જીવનો ઉધ્ધાર કર્યો.

આ પ્રસંગના અનુસંધાનમા ભક્તિમાર્ગમાં તેમાય પુષ્ટિભક્તિ માર્ગમાં શ્રાવણ માસની શુક્લ પક્ષની દ્વાદશીનુ વિશેષ મહત્વ સમજીને સંપ્રદાયમાં પ્રવિત્રા બારસ તરીકે પ્રસિદ્ધ છે. આ દિવસને સમર્પણનો દિવસ પણ કહીએ તો ખોટું નથી. આ કલીકાળ માં જે પાંચ દોષો છે તેની નિવૃત્તિ શ્રી મહાપ્રભુજી ની કૃપાથી પ્રભુના ચરણાવિન્દમાં સમર્પિત કરીને નિર્દોષ થઇ પ્રભુને લાયક બને છે.

પવિત્રા બારસનો દિવસ એટલે આ દિવસને સમર્પણ દિવસ પણ કહેવાય છે. પવિત્રા બારસનો દિવસને સૌથી મહત્વ ધરાવે છે. જો તેના મહત્વનો વિચાર કરવામાં આવે તો આ દિવસે જીવના જે દોષો ભરેલાં છે તેમાં પાંચ મુખ્ય દોષ શ્રી પ્રભુ કૃપાથી શ્રી વલ્લભાચાર્ય ના કરકમળો દ્વારા પ્રભુને સમર્પિત કરીને જીવ દોષથી નિવૃત્ત થઇ પ્રભુનો દાસ બનીને પ્રભુની સેવાનો અધિકારી બને છે. આ પવિત્રા બારસના દિવસે જીવ નિવેદિત થઇ સર્વે વસ્તુ સહિત સર્વે કાર્ય સમર્પિત થાય છે. જે શ્રી મહાપ્રભુજી સિધ્ધાંત રહસ્ય ગ્રંથમાં કહે છે **"તસ્માદાદૌ સર્વ કાર્યે,સર્વ વસ્તુ સમર્પણમ્|"** આ સર્વ સિધ્ધાંત પ્રમાણે આપણા સંપ્રદાયમાં આ પવિત્રા બારસનુ વિશેષ મહત્ત્વ છે.

ગુરુના મહાત્મ્ય નો દિવસ એટલે પવિત્રા દ્વાદશી.શા માટે ગુરુ નું મહાત્મ્ય? તો જોઇએ તો ભગવાન શ્રી રામે મહર્ષિ વશિષ્ઠ પાસેથી આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરવામાં આવેલું. શ્રી કૃષ્ણે સાન્દીપની ઋષિને ગુરુ કરીને અભ્યાસ કર્યો. ત્યારે સમજી શકાય કે ગુરુ એ ભક્તિનું સ્વરૂપ છે અને ભક્તિ બુધ્ધિનું સ્વરૂપ છે જ્યારે ભક્તિ માં બુધ્ધિ મળે ત્યારે વિચાર આવે કે મારું શું? મારા માટે શું? મારું શું થશે તે વખતે સમજાય છે કે જ્ઞાનીજન જો કોઇ હોય તો તે ગુરુ છે. તેથી આ દિવસ ગુરુ ના સન્માનનો દિવસ છે. આ સન્માન ભગવાન શ્રી કૃષ્ણે ગુરુ સાન્દીપનીને આપેલ. આ પરંપરા આપણામાં આવેલી છે. અલગ અલગ ધર્મ સંપ્રદાયમાં ગુરુ અલગ અલગ હોય છે. ગોપીજનોની ભક્તિ થી પુરુષોત્તમ માં જોડાય છે તેથી શ્રી મહાપ્રભુજી ગોપીજનોને પુષ્ટિ માર્ગીય ગુરુ માને છે. તો આ ગુરુ વંદના આરાધના આત્મસાત કરવા માટે ભરોસો દ્ઢ હોવો જોઇએ. "દ્ઢ ઈન ચરણન કેરો, ભરોસો દ્ઢ ઈન ચરણન કેરો" જેમ જહાજ દરિયા કિનારે ઉભું હોય ત્યારે કોઇ ભય રહેતો નથી પણ જહાજની યોગ્યતા તો મધદરિયે ઉછાળો લેતા મોજામાં પણ ભય રહિત આગળ વધે ત્યારે યોગ્ય કહેવાય તેમ ગુરુ પોતાની સાધના આરાધના જ્ઞાનથી પોતાના શિષ્યને સુરક્ષિત રાખવા અધિકારી જીવો સુધી પહોંચે.

આપણી ગુરુ ભક્તિ કોઈ એક દિવસ પુરતી નથી પરંતુ ક્ષણે ક્ષણે આપણી સાથે જ છે તેથી ગુરુ વંદના ની પરંપરા આવે છે "કૃષ્ણ વંદે જગત ગુરુ" ગુરુ ના વચનો એ મંત્ર છે. ભારત વર્ષ માં જોઈએ તો બ્રહ્માજીએ નારદજીને શ્રીમદ ભાગવતનો ગુરુ મંત્ર આપ્યો, નારદજીએ વેદવ્યાસજીને આપ્યો, વેદવ્યાસે શુકદેવજી ને આપ્યો, શુકદેવજીએ પરિક્ષિત ને નિમિત્ત બનાવી સમગ્ર વિશ્વને આપ્યો. તેમ શ્રાવણ સુદ એકાદશી ની મધ્ય રાત્રે શ્રી કૃષ્ણ ભગવાને શ્રી મહાપ્રભુજીને જે મંત્ર આપ્યો તે શ્રી મહાપ્રભુજીએ દામોદરદાસ હરસાનીજી ને નિમિત્ત બનાવીને તે મંત્ર સમગ્ર વિશ્વમાં દૈવી જીવોને આપ્યો તે દિવસ એટલે આપણો પવિત્રા દ્વાદશીનો મહત્વનો દિવસ. આ પુષ્ટિ જીવોને પોતાના મંગલ કાર્ય ની શરૂઆત કરવા માટે આ પવિત્રા દ્વાદશીનો દિવસ આપણા જીવનમાં આધિદૈવિક ઉર્જા પ્રાપ્ત કરવાનો દિવસ ગણાશે. જો  સમર્થ ગુરુ શ્રી મહાપ્રભુજી આપણા દરેક કર્મના કેન્દ્રમાં લાવીએ તો આપણું જીવન ગુણો થી ભરીદે છે  આપણું ગૌરવ વધારે  છે. આપણે તો એક જ ધ્યેય આજના દિવસે રાખવાનો કે "દ્રઢ ઈન ચરણન કેરો ભરોસો" આ પવિત્રા દ્વાદશી તો આપણા ગુરુ મહારાજ શ્રી મહાપ્રભુજી ઉર્જા પ્રાપ્ત કરાવી બુધ્ધિથી આત્માજ્ઞાન રુપે પધારે. "અજ્ઞાનતમિરાધસ્યજ્ઞાનાજનશાલાકયા"  . આ પવિત્રા દ્વાદશીનું મહાત્મ્ય સમજી ગુરુના ચરણાવિન્દમાં દ્રઢ આશ્રય રાખવાથી ગુરુ પોતાના શિષ્યને survived, stable and success બનાવે છે. જો success સાથે સ્વાર્થ આવેતો અભિમાન આવે છે ત્યારે success નું આયુષ્ય ઘટી જાય છે. તો આ પવિત્રા દ્વાદશીનું મહત્વ પુષ્ટિ જીવે  અતિ મહત્વ સમજી જો થોડુ પાછળ ફરીએ તો સફળતા ની પ્રતિભાથી અલગ થઇ ને જીવનમાં satisfaction,selfnessમાં થી નીકળી શરણાગતિ તરફ જઈએ તો સાચા અર્થમાં સફળતાના અહંકાર રહિત ગુરુદેવના ચરણાવિન્દમાં સમર્પિત થઈશું ત્યારે સફળતા ની કિંમત વધીને ટોચ ઉપર આવશે. આ પવિત્રા દ્વાદશીના મહત્વ સમજી ગુરુ ની મહત્વતા નહીં સમજાય તો જીવન અને મુત્યુ ની વચ્ચે આપણે ગમે તેટલા સફળ બનીશું તોપણ જીવન અધુરુ લાગશે. આજે પવિત્રા દ્વાદશીનો મહિમા સમજી ગુરુવંદના દ્વારા જીવનમાં પુરુષાર્થ સાથે પરિશ્રમ કરીશું અને પ્રભુની નિસ્વાર્થ સેવા અને આરાધના કરવામાં પરમાર્થ થવાશે.

જેમ લૌકિકમાં આપણે વારંવાર આપણા જન્મ દિવસને અથવા કોઇ વિશેષ પ્રસંગ યાદ કરીને રોમાંચ અનુભવીએ છીએ તેમ આ પવિત્રા બારસ આપણે વારંવાર યાદ કરવો જોઈએ,કારણકે આપણે હજારો વર્ષોથી વિખૂટા પડેલા છીએ તેનો વિરહ થતો નથી તો તેનુ  શ્રી મહાપ્રભુજી સ્મરણ કરાવી પ્રભુની સેવામાં જોડીને પ્રભુને લાયક બનાવે છે. તો આપણે આ સમર્પણનો પવિત્ર દિવસને એક અતિ મહત્વનો સમજી સ્મરણ કરવું જોઈએ. શ્રી મહાપ્રભુજી નવરત્ન ગ્રંથમાં પણ આજ્ઞા કરી છે **કે "નિવેદનં તુ સ્મતવયં," તો** આ પવિત્રા બારસ એ ઉત્સવ નહીં પણ મહામહોત્સવ છે.

દરેક પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે આ દિવસને વિશેષ મહત્વ આપી સદગુરૂ શ્રી મહાપ્રભુજીને શુધ્ધ ૩૬૦ સુતરના તારનુ પવિત્રુ અને સેવારસ સ્વાદ આપનાર મિશ્રી સહીત સમર્પણ કરવીને ધન્યતા અનુભવી શકાય. આ પવિત્ર પર્વ ઉપર શ્રી મહાપ્રભુજી અને શ્રી ગુસાઈજીના પરિવારના આપણા બ્રહ્મસંબંધ દાતા ગુરુદેવ પણ શ્રી વલ્લભ સ્વરૂપ છે તેમાં સંશય કરવો નહીં.

પવિત્રા બારસનો દિવસ એ સમર્પણનો દિવસ અને શ્રી મહાપ્રભુજીએ અંતઃ કરણ પ્રબોધ ગ્રંથમાં આજ્ઞા કરે છે કે **"સર્વે સમર્પિત ભકત્યા,કૃતાર્થોસુખી ભવ"** તો આ દિવસે દામોદરદાસ હરસાનીજીને સમર્પિત કરેલા છે અને તેમની કાનીથી આપણને સૌને પણ સમર્પિત કરેલા છીએ. આ પવિત્રા બારસનુ મહત્વની ચર્ચા કેટલી હદે કરી શકાય.

આ તો ગુરુ ભક્તિનો દિવસ અને તેમ કહેવાય છે કે ગુરુ વિના જ્ઞાન ન મળે. દામોદરદાસ હરસાનીજી તો સ્વંય પ્રભુને પણ જણાવતા કે **"દાન બડો કે દાતા" દાન ગમે તેટલું મોટું હોય પણ દાતા સમર્થ ન હોય તો દાન શોભતું નથી.** આપણા સૌના દાતા શ્રી મહાપ્રભુજી જે સમર્થ ગુરૂ છે તો આજનો પવિત્રા બારસનો દિવસ એ ગુરુભક્તિ નો દિવસ ગણાશે.

આવો આપણે એકી સાથે ગુરુદેવ શ્રી મહાપ્રભુજીનો જયઘોષ કરીને વિરામ લઈએ.

જય શ્રી કૃષ્ણ